રાહુને સતીએ આશીર્વાદ આપ્યા. બાદ સતી જાસલે બન્ને મહારાજાઓને પ્રણામ કર્યાં. તે બંને મહારાજાઓએ ગદ્‌ગદ્‌ કંઠે તેમજ સજળ નયને જાસલને આશીર્વચનો કહ્યાં:–“ પુત્રી ! સ્વામીની સાથે સ્વર્ગભૂમિમાં ચિરકાળ સુખ ભોગવજે. ત્હારૂં કલ્યાણ થાઓ. અસ્તુ.”

પછી જાસલે કુમુદ તથા રત્નપ્રભાને પોતાની પાસે બોલાવ્યાં. અશ્રુ વર્ષાવતાં તે બન્ને જણાં જાસલની પાસે આવ્યાં. તેમને સતીએ મંગળજનક આશીર્વાદ આપ્યા ને પછી આંખો બંધ કરી તે પ્રભુનું સ્મરણ કરવા લાગી. એટલામાં ચંદ્રસિંહ રણુમલનો હાથ ઝાલી જાસલની પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો:–“ વ્હાલી બહેન ! હું ચંદ્ર તથા રણુમલ તને પ્રણામ કરીએ છીએ. અમારાથી ત્હારૂં કાંઈ પણ અનિષ્ટ થયું હોય તો તેની અમને ક્ષમા આપજે. ”

ચંદ્રસિંહનાં વચન સાંભળી જાસલે નેત્રો ઉઘાડી બન્ને ભાઇઓને માથે હાથ મૂકી કહ્યું:–“ બંધુઓ ! પ્રભુ તમને સર્વદા સુખી રાખો. તમારાથી મ્હારૂં કાંઈ પણ અનિષ્ટ થવા પામ્યું નથી. મ્હારા વ્હાલા ભાઇઓ ! તમારે લીધેજ મ્હને થોડું સુખ પ્રાપ્ત થયું હતું. વીરા રણુમલ ! ત્હારૂં નામ અમર થાઓ. સત્યધર્મમાં કષ્ટ પડતાં ડગીશ નહિ. વીરાઓ ! તમારૂં મંગળ થાઓ. ”

“ અસ્તુ. બહેન ! ત્હારાં વચન અમે માથે ચઢાવીએ છીએ. હવે અમને શી આજ્ઞા છે ? ” ચંદ્રસિંહે કહ્યું.

“ તમે હવે ચિતાને અગ્નિસંસ્કાર કરો. ” જાસલે કહ્યું.

ન્હાના રણુમલે રડતાં રડતાં ચિતાને અગ્નિસંસ્કાર કર્યો. ચિતા ચારે તરફથી સળગી ઉઠી. વાજાં, શરણાઇઓ, ઢોલ વગેરેના નાદ થવા લાગ્યા કે જેથી કોઇ પણ માણસ સતીનો અવાજ સાંભળી ન શકે; કારણ કે સતીનો મરતી વખતનો અવાજ ઘણોજ અમંગળ ગણાય છે. પવિત્ર જાસલનો દેહ પ્રચંડ અગ્નિની જ્વાળાઓમાં સળગી જવા લાગ્યો. અગ્નિદેવની પ્રચંડ જ્વાળાઓ ચિતાની આસપાસ ફરી વળી અને જાસલ તથા ઝેરીમલના શરીરમાંથી પસાર થવા લાગી. ધુમાડાના ગોટેગોટ આકાશ માર્ગે જવા લાગ્યા.

આવી રીતે થોડી વારમાં અગ્નિદેવે પોતાનું કાર્ય પૂરૂં કર્યું ને ઝેરીમલ તથા જાસલનાં શરીર બળીને ભસ્મ થઇ ગયાં. તેની નિશાનીમાં ચિતાની આગળ માત્ર હાડકાં તથા રાખનો ઢગલો પડયો રહ્યો. પછી નગરજનો શોકાતુર વદને નગર તરફ જવા લાગ્યાં. ચિતાની ભસ્મને ચંદ્રાવતીના પવિત્ર જળમાં નંખાવી મહારાજા ચંદ્રસિંહે ત્યાં આગળ સતી માતાના સ્મરણાર્થે એક મંદિર ચણાવવાની પ્રધાનજીને આજ્ઞા કરી. તે પછી પોતાનાં આપ્તજનોને લઇ મહારાજા ચંદ્રસિંહ નગરમાં ગયા.

આવી રીતે અજીતગઢના રાજ્યકુટુંબનો શત્રુ, ભયંકર કાર્યોનો કરનાર, હિંમતવાન, શૂરો, સાહસિક ને મૃત્યુ સમયે પશ્ચાત્તાપ કરનાર ઝેરીમલ આ સંસારમાંથી સદાને માટે ચાલ્યો ગયો. વિકાળ કાળે પોતાના અમલથી ભયંકર કાર્યો કરનાર ઝેરીમલને ક્ષણ માત્રમાં પોતાની પાસે બોલાવી લીધો.

## પ્રકરણ ૪૬ મું.

### છેવટ.

હવે આપણી આ નવલકથાની પૂર્ણાહુતિ થઇ તેની સાથે ભયંકર ઝેરીમલ તથા તેનાં છૂપાં રહેઠાણોનો પણ નાશ થયો. તેના સાથીઓમાં નાશ ભાગ થઇ રહી. કેટલાક ડુંગરોમાં નાશી ગયા ને કેટલાક ચંદ્રસિંહના સૈન્યમાં દાખલ થયા. ઝેરીમલના મરણ પછી બંને મહારાજાઓ થોડા દિવસ વિજયનગરમાં સાથે રહી પોતાના પુત્રોને તથા પુત્રવધૂઓને આશીર્વાદ આપી પોતાના આશ્રમમાં જવાને તૈયાર થયા. તે બંને મહારાજાઓની સાથે વૃદ્ધ પ્રધાન પ્રતાપસિંહ તથા અમરકંટકનો વૃદ્ધ મંત્રી નરેન્દ્રનાથ તથા રણજીતસિંહનાં ધર્મપત્ની એટલાં જવાને તૈયાર થયાં. બીજે દિવસે પ્રાંતઃકાળે બંને મહારાજાઓ પોતાના મંડળને સાથે લઇ સર્વને આશીષ આપી મોક્ષ સાધનને માટે જંગલ તરફ વિદાય થઈ ગયા. તેમને વળાવવાને માટે

ચંદ્રસિંહ અને રણમલસિંહ થોડેક સુધી જઈ તેમની આજ્ઞા માગી પાછા વળ્યા. તે પછી રણમલ થોડાક દિવસ ભાઈની પાસે રહી ભાઈ તથા ભાભીની આગળ બનેલા દુઃખદાયક બનાવોનું વર્ણન કર્યો હતો ને ઝેરીમલના હૃદયભેદક મૃત્યુથી ખેદ કરતો હતો. આવી રીતે થોડાક દિવસ સુધી ભાઈની પાસે રહ્યા પછી તેણે પોતાના નગર તરફ જવાની ભાઈ પાસે આજ્ઞા માગી. ચંદ્રસિંહે ન્હાના બંધુને રાજ્યધર્મ સંબંધી યોગ્ય ઉપદેશ આપી સજળ નયને તેને સ્વરાજ્યમાં જવાની આજ્ઞા આપી. પછી ભાઈ તથા ભાભીને પ્રણામ કરી રત્નપ્રભાને લઈ સૈન્ય સાથે રણમલે પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. કેટલાક દિવસ સુધી મુસાફરી કરી તે પોતાના નગરમાં જઈ પહોંચ્યો અને સુખમાં રાજ્ય કરવા લાગ્યો. ચંદ્રસિંહ પણ વિજયનગરમાં રહી પોતાના નગર અજીતગઢની સારી વ્યવસ્થા કરી કુમુદકુમારી સાથે આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

વ્હાલા વાંચકો ! આ નવલકથા અત્રે સમાપ્ત થાય છે. સારાંશમાં ફક્ત એટલુંજ કે આખરે "સત્યનો જય અને પાપનો ક્ષય" થાય છે.

## સમાપ્ત.